# હુન્નર દર્પણ.

## ૧-કંકુ બનાવવાની સામાન્ય રીત.

હળદરના ગાંઠીઆને છોલ્યા વગર ઘણીજ ખાટી છાશમાં પલાળીને રાખવા, અને પછી પાણીમાં થોડો ટંકણખાર કે પોટાશ કે સાચો ખારો નાખીને ઉકાળવું, બે ત્રણ વખત ઉકાળવાથી રાતું બને છે, દરેક વખત ઉકાળીને તેને છાયામાં સુકવવું, પછી તેને ખાંડી, ચાળી વાટીએ, એટલે કંકુ તૈયાર થાય તે સામાન્ય કંકુ જાણવું.

## ૨-ઉંચી અગરબત્તી બનાવવાની રીત.

| | |
|---|---|
| કપુર કાચળી | પડોપાનડી |
| ગુલાબની કળી | સુગંધી વાળા |
| મોરવો | તગર |
| પાનડીયો ધુપ | મોથ |
| કચુરો | બરાસી |
| તગરના ગંઠોડા | છડીલો |
| તમાલ પત્ર | દમડફુલ |
| ડમરો | કીંદરૂં |

એ દરેક સરખા વજને લેઇ જેટલી તેની ભુકી થાય તેટલીજ બીજી સુખડ લેવી અને તમામ ભુકો (સુખડ સુદ્ધાંત) થાય તેટલાના શેર એકે ૧થા.

રૂપિઆ અઢી ભાર મેંદાલકડી લેવી ને ભુકો કરી નાંખવો તે તમામ જેટલે ભુકો થાય તેને ખાંટી, દળીને ઝીણી ચાસણીએ ચાલી શેર એકે રૂા. ૫) પાંચ ભાર શીલારસ નાંખી, ઉનું પાણી નાંખી કણીકની પેઠે ખુબ મસળવું, ને પછી પાટીઆ ઉપર તે કણીકમાંથી લેઇ ખપાટના જેવી સોટીથી વણવું. ટલે અગરબતી બનશે.

---

## ૩-કાળી અગરબત્તી બનાવવાની રીત.

કાળી અગરબત્તીમા દેરાસરમાં નંખાતી દરેક ચીજ નાંખવી, ફેર માત્ર એટલો કે આમાં વધારામાં કોડીઓ લોબાન શેર એકે પા શેર નાંખવો ને કાળુ કરવાને માટે કોયલો લેવો, કાયલો કાળુ થાય તેટલો નાંખવો ને તે થોરનો કોયલો વાપરવો, પછી વાંસડાની સળીઓ બનાવી તેની ઉપર વણવી.

---

## ૪-વિલાતી સાબુ બનાવવાની રીત.

### વસ્તુઓ.

| | |
|---|---|
| કૉસ્ટીક સૉડા | તોલા ૪૦ |
| મીઠું ચોખું પાણી | તોલા ૮૦ |
| ચોખ્ખું ખોબરેલ | તોલા ૨૦૦ |
| ખાવાનો મીઠો રંગ | તોલા ૦। |
| સુગંધી (સેંટઅરક,અત્તર) | તોલા |

પહેલાં એક વાસણમાં કૉસ્ટીક સૉડા લેવો. તેમાં મીઠું ચોખ્ખું પાણી નાખીને સૉડાને તદન પીગાળી નાંખવો. તે તૈયાર પાણી ગરમ થશે, માટે

તે પીગળતાં તેમાં હાથ નાંખવો નહી. તે સૅાડાના પાણીમાં ધીમે ધીમે ખોપરેલ નાંખતાં જવું અને તેને એક લાકડાના અથવા પિતળના મજબુત ચમચા વડે હલાવતાં જવું. એવી રીતે સઘળું ખોપરેલ મેળવી દીધા પછી તે મિશ્રણને ૨૪ કલાક સુધી જામવા દેવું. તે જામેલા મિશ્રણના નાના નાના કકડા કરવા તે કકડાને એક મોટા તવામાં નાંખી તેમાં બીજું મીઠું પાણી તોલા ૮૦ નાંખવું, અને તેને અગ્નિ ઉપર ચઢાવવું. અગ્નિની આંચ સાધારણ રહેવા દેવી અને અગ્નિ ઉપર ચઢાવેલા તવા માંહેના મિશ્રણને લાકડાના તાવેથા વતે હલાવતા જવું. જ્યારે મિશ્રણ માંહેનું ૪૦ તોલા જેટલું પાણી બળી જાય અને તે મિશ્રણ ઉકળે તથા ઉભરો આવવા જેવું જણાય ત્યારે ખાવાનો મીઠો રંગ ( ઉપર સુચવેલાં પ્રમાણમાં ) નાંખવો તેને પાંચ તોલા પાણીમાં મેળવી ને તે રંગના પાણીને તે મિશ્રણમાં મેળવી દેવું. જેવા રંગનો સાબુ બનાવવો હોય તેવો રંગ વાપરવો. તે ઉકળેલા મિશ્રણને ત્યારપછી અગ્નિ પરથી નીચે ઉતારી નાંખવું અને તેમાં સુગંધી ( જેવો સુંગધી સાબુ બનાવવા હોય તેવીજ જાતનું સેંટ અથવા અરક અથવા અત્તર નાંખવું ) એવી રીતે સાબુના તૈયાર કરેલા મિશ્રણને એક ચોકી અથવા લાકડાના ચોકઠામાં ઢાળી દેવું. તેમાં નાંખ્યા પહેલાં ચોકી અથવા લાકડાના ચોકઠાને અંદરથી તેલ ચોપડવા ભુલવું નહી. ચોકીમાં ને મિશ્રણને ઠરવા દેવું મિશ્રણ ચોકીમાં જામી ગયા બાદ જેવડા આકારનો પાસો બનાવવો હોય તેવડા આકારની છરીવડે તેના કકડા કરવા, અને તે કકડાને છાપમાં મુકીને છાપવા. એવા છાપેલા ત્રણ પાસા અથવા ગોટીની એક બાકસ બનેછે.

## કારબોલીક અને ખસનો સાબુ.

જો કારબોલીક સાબુ બનાવવો હોય તો કારબોલીક એસીડનાં ચાર પાંચ ટીપાં સુગંધીને બદલે નાંખવાં. અને ખસનો સાબુ બનાવવો હોય તો ચાર પાંચ ટીપાં ફીનાઇલનાં સુગંધીને બદલે નાંખવાં.

## ૫–બ્લ્યુબ્લેક શાહી બનાવવાની રીત.

| | |
|---|---|
| ( ચાઇનીઝ ) બ્લ્યુ અથવા આસમાની રંગ | ૧ તોલો |
| હીરાકશી અથવા લોખંડ | ૫ તોલા |
| ત્રિફળાં ( હરડાં બેડાં આંબળાં ) | ૨ તોલા |
| કાંટાળાંમાયા | ૧ તોલો |
| ગુંદ | ૬ તોલો |
| ખાંડ | ૦॥ તોલો |
| લવીંગ | ૦॥ તોલો |

ઉપરની સઘળી વસ્તુઓમાંથી ચાઇનીઝ બ્લ્યુરંગ સિવાયની સઘળી વસ્તુઓ ખાંડી તેનો બારીક પાઉડર કરવો ત્યાર બાદ તેમાં ચાઇનીઝ બ્લ્યુરંગ મિશ્ર કરી દેવો એટલે બ્લ્યુબ્લેક શાહીનો પાઉડર તૈયાર થશે.

---

## ૬–લાલ શાહી બનાવવાની રીત.

| | |
|---|---|
| માયાં | ૨ ભાગ |
| ત્રીફળાં | ૫ ભાગ |
| ગુંદર | ૪ ભાગ |
| ફટકડી | ૨ ભાગ |
| લવીંગ | ૨ ભાગ |
| ખાંડ | ૨ ભાગ |
| કાથો | ૨ ભાગ |
| લોદર | ૪ ભાગ |
| લાલરંગ | ૨ ભાગ |

વીધી—ઉપરની સઘળી વસ્તુઓમાંથી લાલરંગ સિવાયની સઘળી

વસ્તુઓ ખાંડી તેનો બારીક પાઉડર કરવો, બાદ તેમાં લાલરંગ મેળવી દેવો એટલે લાલશાહીનો પાઉડર તેયાર થશે.

---

## ૭–કાળી શાહી બનાંવવાની રીત.

ગુંદર શ. પાંચ ભાર લેવો અને તેથી અર્ધા ભાગે હીરાબોળ લેવો તે બન્નેને ત્રાંબાના વાસણમાં એકત્ર કરી તેમાં થોડું પાણી નાંખતા જવું અને ધુંટતા જવું એમ સારી રીતે ( બને તો બે ચાર દિવસ ) ઘુંટાયા બાદ તેમાં મશ ( કાજળ ) શ. અઢીભાર નાંખવી અને પાણી વધારે માં વધારે શે. રાા આઢી સુધી નાંખીને સારી રીતે ઘુટવું એટલે, ચોપડા વિગેરેમાં લખવાની. સારી કાળીશાહી બનશે.

---

## ૮–લીલી શાહી બનાવવાની રીત.

જંગાલ ઓંસ ૧ એકને ખુબ બારીક ઝીણો વાટીને તેની અંદર સરકો બાટલી ૧ એક નાંખી મેળવીને તેને ૫ પાંચ દહાડા સુધી રાખી મુકવું. ત્યાર બાદ તેમાં બાવળના ગુંદરનો ભુકો ઓંસ ૧ એક નાંખી પીગાળવો. પીગળી રહે એટલે ગાળી લઇ બાટલી ભરી લેવી.

---

## ૯–સ્ટામ્પ મારવાની શાહી બનાવવાની રીત.

પ્રથમ પાણી લઇ તેની અંદર જે જાતની શાહી બનાવવી હોય તે જાતનો અદર રંગ નાંખી અગ્નિ ઉપર મુકી ઉકાળવું. તે પછી તેમાં ચોડો રેકટીફાઇટ સ્પીરીટ તથા ગ્લીસરાઈન નાંખી સારી રીતે હલાવી એકરસ થાય

એટલે એક સરસ કાચની બાટલીમાં ભરી રાખવી. છાપ મારવાને માટે રબ્બરસ્ટામ્પમાં ગાદી જેવું આવે છે. તે ઉપર થોડી શાહી નાંખી તેના ઉપર સ્ટાંમ્પ દાબી જેના ઉપર છાપ પાડવી હોય તેનાં ઊપર દબાવવાથી સરસ છાપ ખીલી નીકળશે.

---

## ૧૦–વગર ઇજાએ વાળ કાઢવાની દવા બનાવવાની રીત

### વસ્તુઓ.

| | |
|---|---|
| બેરીયમ સલ્ફાઇડ | ૨ આઉંસ |
| સખ્ત ગરમ પાણી | ૧૦ આઉંસ |

### બનાવવાની રીત.

ઉપર જણાવેલા તોલ જેટલો બેરીયમ સલ્ફાઇડ લઇને તેને એક સીસામાં નાંખવો. તેમાં ઉપર જણાવેલું સખ્ત ગરમ પાણી નાંખવું અને તુરત સીસાને મજબુત બુચ વડે બંધ કરવો. આ મીશ્રણને ખુબ હલાવવું.

જ્યારે સીસો તથા તેમાંનું ગરમ પાણી ઠરી જાય, ત્યારે તેમાંના પાણીની એક શીશી ભરી કાઢવી. તે પાણીતેજ બાળ કાઢવાનો એક અકસીર અરક તૈયાર થએલો ગણવો.

---

## ૧૧–સીલ કરવાની લાખ.

| | |
|---|---|
| ચપડા લાખ | ૨ ભાગ |
| રાળ | ૧ ભાગ |

ઉપરની બંને ચીજોને બારીક વાટી, તેને ચુલા ઉપર મુકી પીગાળીને પછી તેમાં.

| | |
|---|---|
| હીંગળોક | ૧ ભાગ |

નાંખવો તે સઘળી ચીજોનું એક સરખું મિશ્રણ કરીને તેની એક સુંવાળા પથ્થર અગર મજબુત લાકડા ઉપર, લાકડાના કકડા વડે લાકડીઓ વાળવી.

## ૧૨—બ્લૅકિંગ.

| | | |
|---|---|---|
| મશ | શેર | ૪ |
| ગોળ | ,, | ૩ |
| ગરમ કીધેલું તેલ | ઔંસ | ૯ |
| ગુંદર | ,, | ૧ |
| સરકો | ,, | ૧૨ |

ઉપરની સઘળી ચીજોને એક રસ કરી થોડી થોડીવાર ૬ દિવસ સુધી લાવતા રહેવું એટલે બ્લૅકીંગ તૈયાર થશે તેનો પછી ઉપયોગ કરવો.

## ૧૩—આંબળાનું તેલ.

| | | |
|---|---|---|
| તલનું તેલ | શેર | ૫ |
| માં લીલાં આંબળાં | ,, | ૧ |

આઠ દીવસ સુધી ભીંજાવી રાખવાં અને તેને કહોવરાવવાં. આઠ દિવસ પછી તેને ઉકાળવાં ( તેલમાંજ ) ઉકાળતી વખતે એટલું ખાસ યાદ રાખવું કે જે વાસણમાં તે તેલ અને આંબળાં હોય તે વાસણનું મહોં એટલું બધું મજબુત હોવું જોઇએ કે તેમાં જરાપણ હવા ન જાય ઉકાળતાં આપણને જ્યારે લાગે કે આંબળાં ઉપર તરી આવ્યાં હશે ત્યારે તેને ઉતારી ગાળી નાંખવું એટલે આંબળાનું તેલ તૈયાર થશે.

## ૧૪—કેવડીઆ કાથાની ગુટીકા. ( ઉત્તમ )

| | | |
|---|---|---|
| સફેદ કાથો | શેર | ૧ |
| લવીંગ | તોલા | ૩ |

| | |
|---|---|
| એલાયચી | તોલા ૬ |
| જાયફળ | ,, ૦॥ |
| જાવંત્રી | ,, ૦॥ |

કાથાને વાટી ભુકો કરસો ( અતીશય ઝીણો ). કેવડાના પાદમાં બાંધી ૧ દીવસ સુધી રાખી મુકવો અને બાકીની જણસોને બારીક વાટવી તેમાં પછી કેશર માસા ૪ લઇને તેને પાણીમાં નાંખી તેમાં ઊપરનું મિશ્રણ મેળવી ૧ પ્રહોર સુધી ભીંજાવી મુકવું પછી કસ્તુરી અડધો માસો લઇ જરાક પાણીમાં વાટીને પાણીનો હાથ લઇ તેની ગોળીઓ વાળવી.

## કેવડીઆ કાથાની ગુટીકા. ( મધ્યમ )

સફેદ કાથાની ભુકી દુધ ઉપરની મલાઇમાં મેળવી કેવડાના પાનમાં બાંધી મુકવી પછી તેની ગોળીઓ વાળવી.

---

## ૧૫--ચંદ્રના તેજ જેવા બપોરીઆ ફુલકરણી બનાવવાની રીત.

| | |
|---|---|
| ગંધક | ૨ તોલા |
| સુરોખાર | ૧ ,, |
| હરતાળ | ૦। ,, |

ઉપરની સઘળી ચીજોને લઈ તેઓને ખાંડી કપડાં વતી ચાળીને ઝીણો ભુકો કરવો. તેમાંનો થોડો ભુકો માટીનાં એક કોડીયામાં રાખી સળગાવવો જેથી ચંદ્રના જેવો ઉજજવલ પ્રકાશ પડશે. અગર તો તે પાઉડરની કાગળ વતી ફુલકરણીઓ વાળવી.

---

## ૧૬—સારસા પરીલા બનાવવાની રીત.

| | |
|---|---|
| સારસાપરીલાના મુલ | તોલા ચાર |
| ઉસબો | તોલા પાંચ |
| જેઠી મધના મુળ | તોલા પાંચ |
| મજીઠ | તોલા બે |
| ગોરખ મુંડી | તોલા પાંચ |

ઉપર જણાવેલી બધી દવાને ખાંડી તેના વજનથી સોળગણું પાણી મુકી તેને ચુલા ઉપર મુકતા ઉકળતાં પાણી બળીને અરધો અરધ થઇજાય ત્યાં સુધી ઉકાળવું પછી ઉતારી પાણી ઠંડુ પાડવું અને ગળી લેવું એ રીતે સારસાપરીલાનો ઉકાળો બનશે એ ઉકાળો દરદીને પાવાથી લોહી સાફ થાયછે. દીવસમાં ત્રણવાર પાવું અને ઉપર દુધ પીવું.

---

## ૧૭--હેર ઓઇલ, બનાવવાનારીત.

પ્રથમ એક મોટા પારદર્શક કાચના બાટલામાં વ્હાઇટ બેલું નામનું સફેત તેલ ભરવું પછી તેમાં જે રંગ આપવો હોય તે રંગ જોઇએ તેટલા પ્રમાણમાં નાંખવો પછી તેમાં નીચે પ્રમાણે મેલવણી કરી બાટલી બંધકરી એક અઠવાડીયાં સુધી એમને એમ રાખી મુકવું અને દીવસમાં એક બે વખત હલાવતા રહેવું આ પ્રમાણે હેરઓઇલ તૈયાર થાયછે.

| | | |
|---|---|---|
| વાહીટ બેલુ | રતલ | ૩॥ |
| ઓઇલ લેમન | ઔંસ | ૧॥ |
| ઓઇલ રોઝ | ઔંસ | ૧ |

---

## ૧૮--સારી જાતનું હેર ઓઇલ, ( માલતીતેલ. )

| | | |
|---|---|---|
| હીરા નારસીસ | ઔંસ | ૧॥ |
| વાઇટ બેલુ | રતલ | ૩ |

તેલ બનાવવાની રીત ઉપર પ્રમાણે પેકીંગ વીગેરે મન પસંદ કરવી તેને માટે એકાદ હેર ઓઇલની બાટલી ખરીદ કરી તેના ઉપરથી જોઇતી માહેતી મેલવી લેવી.

---

## ૧૯--કોસ્મેટીક બનાવવાનીરીત.

| | | |
|---|---|---|
| સફેત મીણ | રતલ | ૧॥ |
| કોપરેલ | તોલો | ૦॥ |

પ્રથમ મીણ તથા કોપરેલને એક ચીનાઇ વાસણમાં નાંખી દેવતા ઉપર મુકી ગરમ કરવું પીગલ્યા પછી ( રસ થાય ) તેને નીચે ઉતારી લેવું આ રીતે કોસ્મેટીક બનાવવાનો સીમ્પલ ઓઇન્ટમેન્ટ તૈયાર થાયછે. ઉપર પ્રમાણે કોસમેટીક બનાવવાનો સીમ્પલ ઓઇન્ટમેન્ટ દેવતા ઉપરથી ઉતારી તરતજ તેમાં કોઇબી જાતની પરફ્યુંમરી ( અતર સેન્ટ ) ઔંસ એકથી અરધો નાંખી તેને હલાવી તેરસ બીબાંમાં રેડીદેવો બેત્રણ કલાક સુધી તે બીબું ઠંડી જગ્યામાં મુકવું જ્યારે તેમાંનો રસ બરોબર ઠરાજાય ત્યારે તેને બીબાંમાંથી જુદું કરી તેના બબે ઇંચના ટુકડા કરી તેને ડબીઓમાં નાંખી પેક કરવી આ પ્રમાણે કોસમેટીક તૈયાર થાયછે.

---

## ૨૦--મેટલ પૉલીસ બનાવવાની રીત.

| | | |
|---|---|---|
| જાપાની મીણ | ઔંસ | ૪ |
| સલ્ફ્યુરીક એસીડ | ઔંસ | ૧ |
| લાલ ઇંટની ભુકી | ઔંસ | ૨ |

પ્રથમ મીણુન ગરમ કરી તેમાં એસિડ તથા ઈંટનો ભુકો નાંખી ખુબ હલાવી મેળવી દઈ ડબીઓ ભરવી.

સુચના—ઇંટને ખુબ બારીક વાટી ખાદીના જાડા કપડા કપડ છાણુ કરી ઘણીજ બારીક કરેલી ભુકી ઉપયોગમાં લેવી.

આ પાલીસથી ગમે તેવાં કાટ ચડેલાં ડાઘા પડેલાં મેલા થયેલાં વાસણ ઉપર લગાડવાથી ત્રાણું પીગળ કાંસુ લોખંડ એલ્યુમીનમ વીગેરે ધાતુના વાસણ સ્વચ્છ બનેછે.

---

## ૨૧—મેન્થોલ બામ બનાવવાની રીત.

| | | |
|---|---|---|
| હાર્ડ પેરાફીન | ઔંસ | ૬ |
| વેસે લાઇન | ઔંસ | ૧૦ |
| કપુર | ઔંસ | ૧ |
| તજનું તેલ | ઔંસ | ૪ |
| મેન્થોલ | ઔંસ | ૧ |

પેરાફીન અને વેસે લાઇન ને પીગાળી તેમા કપુરનો ભુકો નાંખવો, અને ધીરે ધીરે હલાવતા રહેવું કપુર પીગળી જાય, એટલે દેવતા ઉપરથી નીચે ઉતારી તરતજ મેન્થોલ તથા તજનું તેલ, નાંખી ખુબ હલાવવું, મેન્થોલ બરાબર પીગળી જાય એટલે ડબીઓ અગર બાટલીઓ ભરવી ઠંડુ થયાપછી તઠેરીજશે, આબામથી ઠંડીથી અગર શરદીથી દુઃખતું માથું તરતજ લગાવતાંનીસાથેજ ઉતરી જાયછે, સંધીવા અને દાંતના દુઃખાવા ઉપર પણ આપવા સારો ફાયદો કરેછે.

---

## ૨૨—હરાજ મલમ બનાવવાની રીત.

| | | |
|---|---|---|
| રસ કપુર | ગ્રેન | ૨૦ |
| ગંધક | ડ્રામ | ૧ |
| પોટાસ કાર્બોનાસ | ડ્રામ | ૦॥ |

| | | |
|---|---|---|
| કપુર | ડ્રામ | ૧ |
| વેસે લાઈન | ઔંસ | ૧ |
| મીણુ | ઔંસ | ૧ |

પ્રથમ ઉપરની દરેક દવાનો બારીક ભુકો કરી, તેને કપડ છીણુ કરવો પછી આરસના પથ્થર ઉપર વેસે લાઈન લઇ તેમાં પેલો ભુકો અને મીણુને પીગાળીને નાંખવું પછી છરાથી કાલવીને મેળવી દેવો, બાટલીઓ ભરવી આ દવા દાદર દરાજ ઉપર લગાડવાથી ફાયદો કરેછે.

## ૨૩—દાંત, મંજન.

| | | |
|---|---|---|
| ફુલાવેલ ફીકડી | તોલા | ૧ |
| ફુલાવેલ ટંકણુ ખાર | તોલા | ૦॥ |
| ચાક | તોલા | ૩ |
| કાથો | તોલા | ૦। |
| કાટાં વાળાંમાયાં | તોલા | ૧ |
| કપુર | તોલા | ૦। |
| વાંહીટ રોજ | તોલા | ૦। |

ઉપરની સઘળીચીજો એકત્ર કરી તેમાં વાહીટ રોજ .મેળવવું બાદ ડબીઓ ભરવી સુચના કપડ છીણુ કરવા પછી ગુલાબનું અતર ( વાહીટ રોજ ) ભેલવવું આ દાંત મંજનથી દાંત ઉજલા થાય છે, દાઢમાંથી નીકળતું લોહીબંધ થાયછે તથા દુખાતી દાઢ વાગેરે દંત રોગને તેજડ મુળમ થા કાઢી નાંખેછે.

## ૨૪—ખરજવાનો મલમ.

હીરાદખણુ શેર મીણ શે. ૦। રસ કપુર તોલ ૨ ઘી શેર ૦। પ્રથમ મીણુ અને ધીમે ગરમ કરી પછી બીજી વસ્તુ ઓખાંડ બારીક કરી ( કપડ છીણ કરેલી ) તેમાં કાલવા એકરસ થાય ત્યારે ઉતારી ડબીમાં ભરવી

## પ્રથમ ભાગ સમાપ્ત.

**હુન્નર દર્પણ નો બીજો ભાગ**

**કીમતી હુન્નરોથી ભરપુરછે માટે નામ નોંધાવો.**

# ખુશબોદાર.

## સોવર રંગના તેલ.

આ તેલ મગ  ઠંડક આપી ખરીપડતા બાલને અટકાવેછે, તેમજ બાલને વધા  મુંવાળા રેશમ જેવા બનાવેછે કીંમત બાટલી એકના આના છ પોસ્ટેજ અલગ.

**હુન્નરો દર્શક મંડળી બનીયન રોડ—મુંબઈ.**

**હુન્નર દર્પણ ભાગ બીજામાં નીચેના હુન્નરોનો સમાવેશ કરવામાં આવનારછે**

- ખુશ બોદાર અતરો,
- લાઇ મન્જુસ હેર ઓઇલ,
- પોમટેમ,
- અતરની ગોટીઓ,
- સેન્ટો,
- લવન્ડર વોટર,
- ગુલાબ જળ,
- કોલન વોટર
- પેનકીલર,
- મેન્થોલના સોગ ઠીઓ
- બાલ કાઢવાનો સાબુ
- દરાજની સોગઠી.
- કોલેરાની દવા
- વીગેરે વીગેરે.

અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનારને ચાર આના પછીથી કીંમત આના છ.

## કામદાર ........ ની ........ દવાઓ.

| | |
|---|---|
| દરાજનો અકસીર મલમ | કી૦ ૨-૪-આના. |
| ખસનો મલમ | કી૦ -૨-આના. |
| દરાજનું દરબાર લોશન | કી૦ ૧-૪-આના. |
| કામદાર રૂમેટીક બામ | કી૦- -૮-આના. |
| નાગર નારંગી અને આમળા | |
| કાપસી ફીના વીગેરેનું તેલ | . ૧-૬-આના. |
| દંત મંજન | ૧-૪-આના. |
| લાઇમજુસ હેરઓઇલ | ૧. ૧-૬-આના. |
| બાલ કાઢવાનું તેલ | બા. ૧-૨-આના. |
| બાલ કાઢવાનો પાવડર | બા. ૧-૧ આના. |
| બાલ કાઢવાનો સાબુ | બા. ૧-૧૨-આ. |
| દરેક જાતનું અતર | બા. ૧-૬-આના. |
| તાવ માટે અકસીર દવા | કી૦ ૧૨-આના. |
| બાલ કાળા કરવાનો કલપ | કી૦ ૬-આના. |
| અન પાચક સુરણ | કી૦ ૪-આના. |

ઉપર જણાવેલી ચીજો ડઝન લેનારને કમીશન આપવામાં આવસે.

ઠે૦—બનીયનરોડ હેમરાજ લખુના ઘરમાં ચોથે માળે,

ઉમરખાડી. પોસ્ટ—મુંબઈ.